# ખાદી પહેરશો ?

તમારા ધર્મ

કે

દેશની ખાતર ?

લેખક :

પ્રભુદાસ.

પ્રકાશક:

શ્રી જૈન સસ્તુંસાહિત્યપ્રચારક કાર્યાલય,

કલોલ.

# પ્રાસંગિક બે બોલ !

પરાધિન થયેલું હિંદુસ્થાન વિદેશીઓના અસહ્ય જુલ્મોથી પ્રતિદિન ચૂસાતું જાય છે. ચિરઃસ્મરણીય રહે તેવા વિદેશી ડાયરોના અમાનૂષિક જુલ્મો આ કંગાળ અને પરતંત્ર દેશ ઉપર થતા અટકાવવાનો અને ગૌરાંગ દેવો (!) ની રાજ્યસત્તાનું સમૂળગું નિર્મૂલન કરવાનો માત્ર એકજ ઉપાય અને તે ખાદી વાપરવાનો છે.

ખાદી પ્હેરવી એટલે હજારો-લાખોને અન્ન આપવા બરાબર છે, ખાદી પ્હેરવી એટલે દેશને પરતંત્રતાના જંજીરોમાંથી મુક્ત કરવાનો પ્રબળ પ્રયાસ છે આટલા માત્ર એજ સાદાં વાક્યો પ્રત્યેજ હીંદીજન સમજી જાય તો ?

શ્રાવણી પૂર્ણિમા } શ્રી જૈન સસ્તુંસાહિત્ય-પ્રચારક કાર્યાલય-કલોલ.

# અર્પણ

દેશના મહાન નાયકોને,

જેમણે

દેશની સ્વતંત્રતા મેળવવા

વિદેશીઓના જૂલ્મો સામે

શરીરથી બેપરવાહ બની

મ્હોતના મોરચા

માંડયા છે

એવા

ત્યાગી વીરોને

અર્પણ

પ્રકાશક.

પ્રિય બંધુ !........આપ........
ખાદી પહેરશો ?
દશ દશ વર્ષથી પૂછાય છે ત્હમને,
ખાદી પહેરશો ક્યારે ?

* *

જે દેશમાં તમે જન્મ્યા,
જે પ્રદેશના વાયુથી પોષાયા છો,
અને જે ભૂમિના
અન્ન જળ ખાઈને તમે જીવો છો,
તે દેશનું ઋણ ક્યારે ચૂકવશો ?
અતિ પ્રેમપૂર્વક ત્હમારી જન્મભૂમિ ત્હમને પૂછે છે:
રડતાં ચહેરે........કરૂણ સ્વરે પૂછે છે:
ઓ.......ભારતી જન ?.......તું !

શા સુખે સૂતો છે ?
ત્હારી માતા પરતંત્ર છે.
તું શા સુખે રંગીલા પરદેશી વસ્ત્રો પહેરે છે ?
ત્હારો દેશ ગુલામ છે.
તું હજુંય ક્યાં સુધી મોહ નિદ્રામાં ઘોરવાનો છે ?
તારા રાષ્ટ્રનું લોહી વિદેશીઓ ચૂસે છે.
તું હજુ અજ્ઞાનતામાં
ક્યાં સુધી આળોટવાનો ?
પૂછે છે પ્રશ્નઃ જવાબ શું આપીશ ?
ભારત દુઃખી છે.
સુખી તું ક્યારે બનાવીશ ?

*  *

તમને યાદ હશે જ કે
વેપારનાં લોભે વિદેશીઓ
આ હિંદમાં બહુ ઘુસ્યા છેઃ
મોહની-મદિરા પાઇ ખૂબ
જળોની માફક ત્હમને ચૂસ્યા છે.
તમારી સમૃદ્ધિનાં ભંડારો લૂંટે છે.
ત્હમારાજ પૈસે
વિદેશીઓ તાગડધીન્ના કરે છેઃ

ત્હમારા લોહી પર
એ અમનચમનીયા ઉડાવે છે.
ત્હમારાજ હાથે ત્હમને
રે ! તમારા પ્યારા વતનને,
ત્હમારી વ્હાલી જન્મભૂમિને;
પરતંત્રતાની બેડીઓ પહેરાવે છે:
છતાં........છતાં........
ઓ દુર્ભાગી ભારતવાસી !
ક્યાં સુધી તું ઉંઘવાનો ?
ક્યાં સુધી તું ઘોરવાનો ?
ક્યાં સુધી તું મોહ નિદ્રામાં સુવાનો ?
રે ! ક્યાં સુધી તું પરદેશી વસ્ત્રો પહેરી દેશને
ભુલવાનો ?

* *

ત્હારે દેશ, દિન વદને
તારી પાસે યાચના કરે છે કે,
ત્હારા હૈયામાં
દેશ માટે પ્રેમ ભર્યો હોય,
સ્વદેશનું તું ભલું ચાહતો હો,
સંગઠન ને શૌર્યમાં શ્રેય માનતો હો,

હિંદને ગુલામીથી મૂક્ત કરવા,
અંતઃકરણથી તું માગતો હો........
ત્હારા દેશમાં સુખ ને સમૃદ્ધિ, આરોગ્ય ને ઉદ્યોગ,
જોવા ઇચ્છતો હો,
ધર્મની પવિત્રતા જાળવવા ધારતો હો
અને.......તારા દેશમાં તું
સ્વાતંત્ર્યનું સંગીત સાંભળવા ઇચ્છતો હો
તો........
તારા અંતરને........પવિત્ર અંતરને
તારા દેશની નમ્ર અપીલ છેઃ
ત્હારા ભારતવર્ષની
તને નમ્ર પ્રાર્થના છેઃ
કે
તું કૃપા કરી હવે તોઃ
ખાદી પહેરજે ! ખાદીમાં શોભજે !
ખાદી દ્વારા પોતાની ને દેશની ઉન્નતિ સાધજે !
દશ દશ વર્ષો વિચારમાં વિતાવ્યા.
દશ દશ વર્ષો આપે
દેશની સાંકળો મજબુત કરવામાં કાઢયાં.
હવે ! હવે શું !

હજુય કયાં સુધી વિચાર કર્યા કરીશ !
હજુય વિદેશીઓનાં ખપ્પરમાં
તારી હિંદ ભૂમિનું નૂર હોમ્યા કરીશ ?
રે' રે' ભાઇઃ પ્રિય ભાઇઃ
હવે તો ચેત ।
ચેત !
જીવનમાં ચેતન ભર્યું હોય તો
જાગીને ચેત ! ઓ ભલા ભારતવાસી !
વાયદાઓ હવે તને ન શોભે !
" આટલું વિલાયતી પહેરી લઉં ! "
કહેવું આ સમયે હવે આપને ન શોભે !
પરદેશીઓનાં ચાબખાં ખાઇ ખાઇ
ત્હારા દેશને ખૂબ સોળ પડયાં છે.
વિદેશીઓની વણીક નીતિમાં
ત્હારૂં લોહી ચૂસાઇ ગયું છે.
હજારો ને લાખોનાં માલ
વિદેશોમાંથી અહિં આવે છે.
કરોડો ને અબજોની કોથળીઓ
પરદેશમાં ચાલી જાય છેઃ
છતાં ત્હારા દિલમાં

જરા ધ્રાસકો ય નથી ?
છતાં ત્હારા અંતરમાં
ત્હારા દેશની દરિદ્રતાનું દુઃખ કાં લાગતું નથી ?
આ ત્હારી શ્મશાની શાંતિમાં
ભૂલે છે તુંઃ
ત્હારો દેશ ગરીબ છે.
ત્હારૂં હિંદ આજે
ચોમેરથી લૂંટાઇ રહ્યું છે
ત્હારા દેશને 'જોનબૂલો'
જતરડામાં ખેંચે છે
ત્હારી વ્હાલી ભૂમિમાં આજે
વિદેશીઓનાં રાજ્ય જામ્યાં છે.
રે છતાં તું........
મલકાતો મલકાતો
વિદેશની મલમલોમાં મ્હાલે છે
પરદેશી વસ્ત્રો પહેરી
'દેશપુત્ર' તરીકેનું ગૌરવ ગુમાવે છે.
ના.........ના........
આપ જેવા સજ્જનોને,
આ વિદેશી વસ્ત્રો હવે ન શોભે,

આપ જેવા હિંદ પુત્રોનાં શરીરે
પરદેશી પરિધાનો ન શોભે !
પોતાનાં દેશનાં
કરોડો ગરીબોને ભૂખ્યાં રાખી
લેંકેશાયરની મીલોને પોષવું ન ઘટે.
લાખખોની લુખ્ખી રોટલીઓ મુખેથી ખેંચી લઈ
વિદેશીઓને મિષ્ટાન્ન પીરસવા ન શોભેઃ
ન શોભે ! રે ન શોભે !
એ દલીલો નકામી છે
કે " ખાદી પહેરવાથી શું ":
એ દલીલોમાં મોહનું ઝેર છે
કે ' ખાદી પહેરવાથી શું ':
ખાદી ! એના લાભો અનેક છે.
ખાદી પહેરવાથી........સાંભળો ! ભાઈઃ
તમારા ગરીબ દેશનાં
સાઠ સીત્તેર કરોડ રૂપીયાની બચત થશે.
હિંદનું લોહી એટલું ઓછું ચૂસાશે
હિંદનાં ગરીબોને–ભૂખ્યાં તરસ્યાંને
એ કરોડોનું ભોજન મળશે
હિંદનાં નવરાં મનુષ્યોને

એક સાદો ને સીધો ઉદ્યોગ મળશે:
દેશની અનેક વિધવાઓની
પવિત્રતા સચવાશે.
દેશની અનેક પુત્રીઓને–લલનાઓને
વિલાસી વાયરેથી દૂર કરી
ગૃહ હુન્નર આપશે
દેશનાં ખૂણે ખૂણે
આ ખાદી ડ્રેસથી યુનીફોર્મ
રાષ્ટ્ર પ્રેમની આગ ફેલાશે.
“ પોતાનાજ દેશની ચીજોમાં
હિંદને સંપૂર્ણ સંતોષ છે ”
એવું ગૌરવાસ્પદ પ્રકરણ
ઇતિહાસમાં આલેખાશે.
ને પૈસા આપી પરતંત્રતા ખરીદવાનું
કલંક હિંદને માથેથી ધોવાશે:
હવે ‘ પૂછો ત્હમારા દિલને:
મલમલ પસંદ કે ખાદી !
પરતંત્રતા પસંદ કે આઝાદી !
જાડી ખાદીમાં જ છે હિંદની આબાદી !
હિંદની આબાદીમાંજ વસી છે આઝાદી ’

તો !
સ્વતંત્રતાનો ચાહક
પ્રત્યેક ભારતી જન
ખાદી પહેરે ને પહેરાવે !
એ તેનો પહેલો રાષ્ટ્ર ધર્મ છે.
ખાદીમાં વપરાયેલો
એક એક પૈસો હિંદમાં રહે છે.
ખાદી જે પહેરે છે
તે હિંદનાં........ગરીબોનેજ પોષે છે.
ભૂખ્યાંનાં મોંમા એ ભોજન મૂકે છે
અનેક ઘાથી ઘવાયેલી
હિંદમાતાને એ મલમપટ્ટા કરે છેઃ
દેશનું દુઃખ એ સમજે છેઃ
વિદેશીઓની તરકીબોને પારખે છેઃ
પોતાના દેશનાં
સ્વાતંત્ર્ય યુદ્ધમાં હીસ્સો પૂરે છેઃ
સ્વદેશીનું વ્રત
ખાદી ધારીમાં રાષ્ટ્રપ્રેમ ઔર જગાવે છેઃ
'હું મ્હારા દેશનો પુરૂષ છું'
ને દેશની સેવામાંજ મ્હારા 'સુખોની રક્ષા છે'

એવું સચોટ ભાન જાગૃત રખે છે
એવી અનુપમ ચીજ
એક ખાદી !
રૂડા રેંટીયામાંથી કાઢેલા તારો
ને તારોનાં તાણા વાણામાં
'મૂક્તિ'ની ભાવનાનું પાણી છાંટી વણાયલી
ખાદી,
એ હિંદનાં ઉદયનું પહેલું સાધન છે:
નાની મોટી હરેક ચીજોમાં
પરાવલંબી જીવનઃ એ
ભારત વર્ષનો વર્તમાન ઇતિહાસ છે
ખાદી—એજ માત્ર
સ્વાવલંબનનો પાઠ શીખવનારૂં
પ્રથમ મંગલાચરણ છે
યાદ રાખશો ! કે
તમે ને ત્હમારો દેશ એક છો. જૂદાં નથી:
તમે ને ત્હમારો ધર્મ ભિન્ન નથી.
ક્રે' ત્હમેજ દેશનાં એક અંગ છો.
દેશ એ ત્હમે પોતેજ છો
પોતાનું ભલું ચાહવું એ

 

ત્હમારી પવિત્ર ફરજ છે.
દેશ પ્રત્યે ફરજ અદા કરવી
એ પોતાનીજ સાચી સેવા છેઃ
દેશનાં ઉદ્ધારમાંજ ત્હમારો સાચો ઉદ્ધાર છે.
સ્વદેશનાં પતનમાંજ પોતાનું પતન છે.
તો દેશની ઉન્નતિમાં
પોતાની ઉન્નતિ સમજી-લઈ
ત્હમારા પોતાનાંજ સ્વાર્થ ખાતર—
ત્હમારા ધર્મની પવિત્રતા ખાતર
ત્હમારા જ પોતાના દેશની ખાતર
આપ ખાદીનાં પોશાકમાં
સજ્જ થઈ 'શુદ્ધ' કયારે થશો ? ભાઇ !
દેશની આબાદીમાં ત્હમે શું ભોગ આપશો ?

* *

શું કહો છો ? ફરી કહો ?
ખાદી ત્હમને ખડબચડી લાગે છે ?
ખાદી કરતાં વિલાયતનાં-પરદેશનાં
રંગીલા કપડાંમાં ત્હમે શું વધુ શોભો છો ?
હાં, એમ ? વાહ વાહ !
ધન્ય છે ! હિંદનાં સપૂતો ધન્ય છે !

આ દુર્ભાગી દેશમાં
આવી સુંવાળી ચામડીનાં હજુંય પડયાં છે!
આવી દલીલો કરતાં સંકોચ કેમ ન થાય ?
તમારાથી ખાદીની ખડબચડાઇ
ન સહી શકાય તો
તો શરમની સાથે સાંભળો !
તો એ ભારતનાં સપુતો
તમારા દેશનાં સ્વાતંત્ર્ય માટે
તમે બંદુક ને બેયોનેટ
તોપ ને ગોળાઓ
ભાલા ને બરછીઓનાં ઘા
શું સહન કરી શકવાના હતા ?
ત્હમે જરા જાડી ખાદી ય
ત્હમારા દેશ કે ધર્મ ખાતર
પહેરી શકો નહિં તો
ત્હમારાથી બીજો શો ભોગ અપાવાનો હતો ?
કહો ! કહો !
કૃપા કરી
આવી કંગાળ દલીલ હવે કરશો ના !
અને ત્હમારા દેશની પ્રિય
ખાદી કરતાં–પરદેશી કપડામાં

તમારી જાતને શું તમે વધારે
શોભાસ્પદ માને છો ?
છી, છી......
ગુલામી પોશાકમાં મજા માનનારા
પરદેશીઓની ગુલામીમાં
ગૌરવ માનનારા 'ઓ ભારતીઓ'
ત્હમે ભ્રમણામાં પડયાં છો!
ત્હમને મોહનું ઝેર પવાયું છે
રે! ત્હમારી આંખે
વિદેશનાં પીળાં ચશ્મા લાગ્યાં છેઃ
તેથી ત્હમને
'દેશી' કાંઈજ સારૂં લાગતું નથીઃ
સ્વદેશી તરફ ત્હમને સાચો પ્રેમ નથીઃ
આ ત્હમારી ભૂલ છે.
વિદેશી કપડાંઓ એ ત્હમારૂં કલંક છે
ખાદીમાંજ ત્હમારૂં સાચું ભૂષણ છેઃ

* *

ખાદી ન પહેરવામાં
દેશ તરફ તમારો ચોકખો તિરસ્કાર છેઃ
સ્વદેશી ચીજો પ્રત્યે તમને માન નથીઃ

એવું પ્રત્યક્ષ તમે જે દર્શાવો છો!
પોતાની માને છોડી શું
મીનડી–કુતરીને ધાવવા તમે દોડો છો?
જવાબ હકારમાં હોય
તો તમે દેશની સાદી ખાદી છોડી
પરદેશનાં રંગાળા વસ્ત્રો પહેરી શકો છો!
હજુંય ચેતોને
ઓ ભારતી જન! સાંભળે છે?
વિદેશનાં ચાલાક જાદુગરોએ
તારી આંખમાં મોહનાં આંજણ આંજ્યાં છે.
પરદેશનાં પહોંચેલા વેપારીઓએ
આ દેશનાં કરૂણ સૂરો સાંભળવા
તારા કાન આડે ડૂચા માર્યો છે!
ભાઇ સાંભળે છે! ત્હારો દેશ, ધર્મ ડૂબે છે!

* *

આજ સુધી ત્હેં
બસો બસો વર્ષોથી
વિદેશનું ઝેર મુંગા મોંઢે પીધાં કર્યું છે:
પરદેશી–રંગીલા કપડામાં મ્હાલતાં
ત્હારા દેશને તું ભૂલ્યો છે હો? ભાઇ!

ને પરિણામે ?
મોહ મોહામણીનાં ઉકરડાઓ રચાયાઃ
વ્યભીચારનાં અખાડાઓ જામવા લાગ્યાઃ
વિલાસ ને સ્વચ્છંદતાનો પ્લેગ ફાટી નીકળ્યોઃ
'સ્વદેશાભિમાન' ત્હારૂં માટીમાં મળી ગયુંઃ
માંહોમાંહેની ઇર્ષા ને ખોટા અભિમાન જાગ્યાં.
ને રે ! પરદેશીની જાદુકળામાં તું મોહાયોઃ
વિદેશી કપડામાં તું લપટાયો.
ને ફસાયો ! માછલું ફસાયું ! રે ફસાયું !
પુરૂષોએ રંગીલા વેશમાં
અનેક સ્ત્રીયોને લોભાવીઃ
અનેક બ્હેનોએ ભાન ભૂલીને
પોતાનાં રૂપને પ્રદર્શનમાં મૂકી
પોતાનાં પવિત્ર શીલને અભડાવ્યું
નખરાળાં ને રંગીલા ઝેરીલાં કપડાં પહેરી
અંગો નાગા દેખાય તેવા ઝીણા વસ્ત્રો સજી
જોતાં જ મોહ જાગે એવા
મોહ મોહામણાં કપડાંનાં ઠઠારાથી
અનેકની આંખોને અપવિત્ર કરીઃ
રે ! આપણું અધઃપતન થયું.

દેશમાં દારિદ્રય ઉભરાયું: પરદેશી વસ્ત્રે આપણને
નિસ્તેજ કર્યાં.

હવે !
હવે ! ચેતો જી ! ચેતો !
ભાઈઓ ને બ્હેનો !
એ વિદેશી વસ્ત્રોમાં માત્ર
તમારા શીયળ કે પવિત્રતાનીજ લૂંટ નથી,
એકલી હિંસાનુંજ તેમાં પાપ નથી,
પણ તેનાં તાંતણે તાંતણે
ભારતીઓનાં જીવન રસ ચૂસાઇ રહ્યાં છે:
હિંદુસ્તાનની રગે રગ ખેંચાઇ રહી છે:
સ્ત્રીઓમાંથી શીયળનો નાશ થાય છે:
પુરૂષોમાંથી દેશનું અભિમાન ગુમ થાય છે:
પરદેશની મારકેટો તર થાય છે:
હિંદની વાડીઓ વેડાય છે:
'એક રાષ્ટ્ર' તરીકેનું ભાન ખોવાય છે.
રે ! હિંદમાં ચોમેરથી
પરદેશી વાંદરાઓ
બિલાડીઓને લડાવી મારી
પોતાનાં 'ઓજરા' માં માલમલીદા પૂરે છે:

જ્યારે
ઓ ભારતીઓ !
ચેતશો ક્યારે ? આંખો ખોલશો ક્યારે ?
દિવામાંથી દીવેલ ખૂટવા આવ્યું છેઃ
પ્રજામાંથી નૂર ચાલી જવા માંડયું છે.
પરદેશનાં દલાલો
ભારતની લીલી વાડીનો ઘાણ વાળે છે
છતાંય
ત્હમને હજું
ખાદી પહેરવાનું સૂજતું નથી કાં ?

*                *

ત્હમે ખાદી પહેરશો
ત્યારેજ ત્હમને સમજાશે કે
ખાદીમાં કેટલાં મહા ગુણો છે !
એનાં નાનાં દેખાતાં નામ નીચે
કેટલી મહાન શક્તિઓ છૂપાઇ છે !
જરા પહેરી જૂઓ !
દેશનાં સપુત્ર તરીકેનું અભિમાન ધારસે ?
ઓ ભારતી જન ! તને નમ્ર પ્રાર્થના છે.
ખાદીનો મહિમા અપાર છે.

તે ત્હમે ઘણીય વાર સાંભળ્યું છે.
આપ સારી પેઠે સમજ્યા છો.
પણ હજું આપનાં પવિત્ર શરીરપર
ખાદીનાં પવિત્ર વસ્ત્રો દેખાતાં નથી.
હજું ય આપનાં અંતરમાં
ખાદી માટે પુરો પ્રેમ જાગ્યો નથી, કાં ?
સમજુને ઇશારો બસ છે:
હિંદનાં સપુતોને
આટલી જ વિનવણી બસ છે
ઘણું સાંભળ્યાં ને સમજ્યાં છતાં
'કાંઇજ ન આચરવું' એ ન્યાય નથી,
સમજેલું જીવનમાં ઉતારવું
ને જીવનને સમજણનો રંગ આપી
દીપાવવું એજ માનવતાનું મહા લક્ષણ છે.

* *

હવે આપ કયારે ખાદી પહેરશો ?
ત્હમારાજ દેશની ખાદીને
પ્રેમપૂર્વક કયારે અપનાવશો ?

* *

ખાદી ! કેવું સુંદર નામ !

જેની પાછળ જગતનાં મહાપુરૂષે—
જીવનભરની તપશ્ચર્યા કરી છે,
રાતદિનનાં ઉજાગરાં સેવ્યાં છે,
એ મહાત્મા ગાંધીજીની
પ્રિય ચીજ એક ખાદી જ છે !

* *

એ ખાદીમાંજ દેશની આબાદી છે.
એ ખાદીમાંજ હિંદની આજાદી છે.
પરતંત્રતાની મૃત્યુ ઘંટાઓ
એ રેંટીયામાં તારે તારે બજે છે.
ખાદીનાં પરિધાનમાં
મુક્તિનાં પગલાં સંભળાય છે:
વિદેશી કાપડનો બહિષ્કારજ
બ્રોટીશરોને સીધાદોર કરી શકે !
ખાદીનો પોશાક એજ
બ્રીટીશ પાર્લામેન્ટમાં સીધો પડતો
સણસણતો અદૃશ્ય બોમ્બગોળો છે !
ખાદીથીજ અંગ્રેજોની આંખો ઉઘડશે !
પરદેશી માલનાં બહિષ્કારેજ
ચીનનાં પ્રદેશે સ્વાતંત્ર્યની ઉષા ઉગાડી,

જેમ બ્રીટીશરોને કંપાવ્યા
તેમ વિદેશી માલનાં સંપૂર્ણ બહિષ્કારેજ
હિંદમાં સ્વાતંત્ર્યનાં પાયા ઘરબાશે !

*　　　*

એ ખાદી, ત્હમે !
ઓ પ્યારા ભારતી જન
ત્હમે ક્યારે ખાદી પહેરશો ?
વિદેશી વસ્ત્રનો એક પણ તાંતણો
આપણાં શરીર પર હોવો,
એ આપણું........આજે મહા કલંક છે;
ખાદી ખાદી સિવાય
હિંદી જનથી બીજું કૈંયે પહેરાય
એ આપણાં દેશની નામોશી છે.

*　　　*

જે પ્રજા પરતંત્ર છે
એણે પોતાની ગુલામી પારખવી જોઇએ !
જે પ્રજા મુક્ત નથી
તેણે પરદેશીઓનાં મોહમાં મરવું ન જોઇએ !
પરદેશનાં મહેલો કરતાં

જન્મભૂમિનાં ઝુંપડાં સારાં છે.
વિદેશનાં બગીચાઓ કરતાં,
સ્વદેશનાં સુક્કા વન ભલાં છે.
પરદેશની ઝીણી મલમલો કરતાં
'મ્હારા દેશની જાડી ખાદી' 'પ્યારી' છે.
વિદેશનાં ચકોચક હિંસાથી ભરેલા
ગાય ને સુવરનાં લોહીથી ધોવાયલા
હજારો જીવોને કતલ કરી,
લાખો પ્રાણીઓને મારી નાંખી
બનાવેલા ઝીણા, બારીક, મુલાયમ
ને મોહક રંગી, ચિત્રવિચિત્ર કપડાંઓ કરત
મ્હારા દેશની, મ્હારી જન્મભૂમિની
મ્હારી માતૃભૂમિની
જાડી પાતળી પરંતુ પવિત્ર
ખરબચડી છતાંયે સુંદર
એકજ 'મ્હારા દેશની છે ખાદી'
તેથી એ મ્હને પ્યારી છે.
એજ મ્હને વિશેષ પ્યારી હો!
ખાદી! ખાદી!
એ જ મારૂં પારણું ને કફન હો

એ જ મ્હારૂં ધોતીયું ને પહેરણ હો !
રે ! એ જ મ્હારૂં નિત્ય રટન હો !
મ્હારા દેશની ચીજથી જ
હું સંતોષાઉં એ જ મ્હારૂં ધ્યાન હો !
આવા ખાદી પ્રેમથી–સ્વદેશી ચીજથી
પ્રત્યેક હિંદી જ્યારે છલબલી ઉઠશે
ત્યારે !
ત્યારે ! હિંદનો આજનો ગુલામ ચહેરો
સ્વાતંત્ર્યની રોશનીમાં હસતો હશે !
ત્યારે હિંદમાં સાચું નૂર પ્રગટશે
ને ત્યારે જ હિંદમાં
સાચું ' જીવન ' અવતરશે ! અસ્તુઃ

* *

હવે તમને !
ઓ પ્યારા ભારતવાસી !
મલમલનાં કપડાં ખૂંચવા જોઇએ !
એ વિષમય કાંટાઓ ખૂંચવા જોઇએ !
પરદેશનો કચરો દૂર કરવો જોઇએ !
વિદેશી માલનો બહિષ્કાર કરવો જોઇએ !

અને ખાદીને સંપૂર્ણ માનસહિત
ગૌરવભર્યા દિલે
ત્હમારા દિલમાં; શરીરમાં સ્થાપવી જોઇએ.
ખાદી, ખાદીની જ પ્રતિષ્ઠા
ત્હમારા કુટુંબમાં કરવી જોઇએ.
ને મોહામણા, લજામણા, કલંકી
કપડાંઓ, વિદેશી કપડાંઓ, દૂર ફેંકવાં જોઇએઃ
એ ઝેર છે!
હલાહલ Poison ઝેર છે
ઝેરનો ય સ્વાદ ચાખે
એવા 'હિંદીઓ ય' શું હજું પડયાં છે?
એ Slow Poison ધીમા ઝેરની
અસરોથી ચેતીને
હજુંય ખાદી પહેરવી નથી?
રે રે!
પતનનાં ડંકાઓ વાગે છે
છતાં 'વિદેશી માલ'નો કચરો ખૂંદશો?
પરદેશીઓ વાંસામાં ડંડા લગાવે છે
છતાંય પરદેશીને ચાટતા જશો?
દોઢસો દોઢસો વર્ષોથી

ગુલામીની બદબો સુંઘો છોઃ
હવે વિશેષ બદબો સુંઘી સુંઘીને
દેશને ગુલામ કાં બનાવો છો ?

*        *

તમારાં દેશનાં દૈવત
વિદેશે બહુ નીચોવાયા ?
ત્હમારી દુબલાઇ પર તો
લૂંટારા લૂંટવા લાગ્યા !
ત્હમારાં કાળજાં કાપી
લઈ ચાલ્યા વિદેશીઓ !
કરોડો રૂપીયા ખેંચે
અહીંથી એ વિદેશીઓ !
પટાવી ફોસલાવીને
મોહાવી ઝેર પાયે છે.
કલંદારો ખીસ્સામાં સેરવીને
આપણને બેવકુફ બનાવે છે.
હજું ચેતો !
ચેતવાનો સમય છે.
લૂંટાઇ તો રહ્યા છીએ
છતાં ચેતવામાં સાર છે.

*        *

જરા વિચારો !
ત્હમારો દેશ કેટલો દુઃખી છે.
ત્હમારા હિંદની ગરીબી કેટલી કરૂણ છે.
સાંભળો ! ત્હમને ખ્યાલ છે ?....કે
અમેરીકાની સરેરાશ આવક
દિવસ એકની રૂપીયા ત્રણ છે.
આસ્ટ્રેલીયાની રૂપીયા અઢી છે.
ગ્રેટબ્રીટનની બે રૂપીયા એક આનો ચાર પાઇ,
કેનેડાની એક રૂપીયો દશ આના આઠ પાઇ,
અને !
અને ત્હમારા દુર્ભાગી ભારતની
આવક શું છે ?
જરા આંસુ ભરી આંખે તપાસોઃ
જરા રડતા હૈયે સાંભળો !
માત્ર એક આનો સાત પાઇ !
અરેરે !
આવા દેશને !
આ ગરીબ દેશને
વર્ષે દહાડે સાઠ કરોડ રૂપીયાના તો માત્ર
વિદેશમાં કપડાં ખરીદવા હવે કેમ પાલવે ?

આ દેશની આટલી ગરીબી જોઇ
જેનું કાળજું કુણું ન થાય,
તેને ખાદીનો ઉપદેશ હવે નકામો છે!
દેશની બેકારી જોઇ
જેનાં અંતરમાં આંસુ ન ઉભરાય
તેને ખાદી પહેરવાનું કહેવું વ્યર્થ છે!
રે! મજૂરી છે. ખાલી મજૂરી છે.

* *

સમજીએ છીએ
છતાં હિંદુસ્તાનની દયાજનક દશા જોઇ
આશાભર્યો દિલે
આપની પાસે યાચના કરવી પડે છે
કે ખાદી કયારે પહેરશો?
ત્હમારા દેશનું હિત હૈયે કયારે ધરશો?
ત્હમારા હિંદના ઉદ્ધાર માટે કંઇકે
ત્હમારા દિલમાં તડફડાટ કયારે જાગશે?
મશરૂની તળાઇ પર ને,
વિદેશી વસ્ત્રોમાં શું સૂતા છો?
ગરીબોની 'આહ'!
દુઃખીઆઓની હાય!

આ પરદેશી વસ્ત્રોથી ઢંકાયલા
આ વિદેશીનાં વાયુથી વજ્ર જેવા બનેલા
ત્હમારા અંતરને ક્યારે પીગાળશો ?
અરે ! ત્હમે ત્હમારા દેશ ખાતર
ખાદીને ક્યારે શીરપર ધારશો ?
દેશ એટલે ત્હમારૂં પોતાનું જ હિત ક્યારે
ચાહશો ?
ત્હમારા સ્વાર્થ ખાતર પણ ખાદી ક્યારે
પહેરશો ?
ત્હમારી પવિત્ર ફરજ છેઃ
હિંદમાં જન્મ્યા છો તેથી;
ત્હમારી પ્રથમ એ જ ફરજ છે કે
પહેલી તકે તમે ખાદી પહેરો !
ખાદીથી ત્હમને કોઇ જાતનું નુકશાન નથી,
ઉલટા અનેક ફાયદા છેઃ
જરા હમણાં મોંઘી પડે તોય એ પૈસા
ત્હમારા દેશમાં–ગરીબોના મોંમા જવાના;
ખાદી જરા ખડબચડી લાગે, પણ તમારા
શીરેથી
સ્વદેશ ચીજ દ્રોહીનું કલંક ઉતરશે

શું પસંદ કરશો ?
ખાદી કે કલંક ?
કલંક તો કોઈનેય પ્રિય ન હોય,
ત્હમને ય શાનું પ્રિય હોય !
તો ત્હમારે ખાદી હવે પહેરવી જોઇએ,
ત્હમને ખબર છે કે
પરદેશી વસ્ત્રોમાં ભારોભાર હિંસા છેઃ
તેમાંથી અનેક ગાયોની હિંસા થાય છેઃ
અનેક પ્રાણીઓને મારવામાં આવે છેઃ
લાખખો મજૂરોનાં જીવન રસ ચૂસાય છેઃ
અનેક બહેનોની પવિત્રતા લૂંટાય છેઃ
રે ! ચરબીથી જ
એનાં તાંતણે તાંતણાં ધોવાય છેઃ
એ પાપ !
રે ! હલાહલ પાપનો બોજો
પહેરનારનાં શીરેજ છે.
તો કૃપા કરી
ઓ અહિંસા પ્રધાન ભારતનાં વતની
તું એ પાપથી બચજે !
જલીયાવાન બાગની કતલ કરનાર

એ ડાયરોને પોષનાર
આ બ્રીટીશ સામ્રાજ્યમાં વસેલી
લેંકેશાયર ને માનચેસ્ટરની મીલોથી દૂર રહેજે !
તેનાં એક તાંતણાંનાં ય
સ્પર્શ માત્રથી દૂર ભાગજે !
પાપનો સ્પર્શ ન હોય,
પરદેશી વસ્ત્રોના પરિધાન
આ ગુલામ ભારતને હવે ન શોભે !
રે ! ન શોભે ! રે ! ન શોભે.

*  *

હિંદ આજે પરદેશી વસ્ત્રોનાં
બહિષ્કારને માર્ગે વળ્યું છે.
થોડા ઘણા બહિષ્કારે ય આજે
વિલાયતમાં ‘મૂંઝારો’ પેદા થયો છેઃ
એ જ બતાવે છે કે ‘ખાદી’ એ ‘રામબાણ’
ઇલાજ છે.

*  *

અહિંસા પ્રેમી પ્રજાને તો
ખાદી સિવાય બીજા વસ્ત્રને

અડકવાનો અધિકાર નથીઃ
બીજાનાં સ્પર્શે સ્પર્શે પ્રાયશ્ચિત કરવાં પડેઃ
પ્રાયશ્ચિત વગર
હિંસાથી લદબદતા વસ્ત્રો પહેર્યે જ જાય
તો 'અહિંસક' પ્રજાને માથે કલંક લાગે!
આ કલંક કયારે ધોશો?
ઓ ભલા ભારતી
આંખો ખોલો!
અહિંસાની ખાલી 'બડાશ' મારો મા!
ખાદી વગર અહિંસાની વાતો ન શોભે.

* *

ભાઇ!
અહિંસાને નામે તમને વિનવીએ
ત્હમારા દેશની મુક્તિનાં નામે
ત્હમારા 'સમજુ' અંતઃકરણને અપીલ
    કરીએ!
અરે! ત્હમારા સ્વાર્થ સારૂં પણ
સુંવાળા શબ્દોમાં ત્હમને પ્રાર્થીએ.

## દાદા હવે તો ખાદી પહેરો

દાદા! હજુંયે પોકળ દલીલો કરી

ત્હમારા દેશને–ત્હમારી જાતને ક્યાં સુધી
છેતરશો ?

હજુંય ‘ તુચ્છતા ’નાં પ્રદર્શન સમાં
નકામા વાક્ચાતુર્યથી અંતરનો દ્રોહ કર્યો
કરશો ?

હજું ય સુકોમળતામાં
પોતાનાં ‘ મનુષ્યત્વ ’ને માર્યા કરશો ?
ના ના !
આપ ચતુર છો ! સમજુ છો:
દેશની દશાનો ખ્યાલ લાવી
ત્હમે આજથીજ ખાદી પહેરશો
એવી આશા કાં ન રાખી શકાય ?
ત્હમારા દેશમાંથી....
ત્હમને યાદ હશે કે....
ઢાકાની મલમલ....આ
માન્ચેસ્ટરની મલમલ કરતાં કૈં ગણી પાતળી
મુલાયમ મલમલ વણી જાણનારા
કારીગરોનાં કાંડા કપાયા છે:
અને વિદેશીઓએ હિંદમાં

પદ્ધતિસરની લૂંટ આદરવા
કાયદા ને વ્યવસ્થાને નામે
પોતાનાજ દેશનાં 'ગીધડાં'ઓને સંતોષવા
હિંદનાં હુન્નર ઉદ્યોગોને કચર્યા છે
હિંદનાં કારીગરોની પાંખો કાપી છે:
હિંદની કળાપર પાણી ફેરવ્યું છેઃ
ને ભારતની સુખ સમૃદ્ધિનું સત્યાનાશ વાળ્યું છેઃ
રે ! ભારત વર્ષને પોતાની ડાંગથી
સાવ પાંગળો....લંગડો બનાવ્યો છેઃ
એ ઈતિહાસ...બહુ કાળો છે–
રક્ષકોનાં લેબાસમાં આવી
ભક્ષકોએ ઠીક ભક્ષ શોધ્યો છે:
ને મૂર્ખ એ હિંદુસ્તાન
હજુંય વિદેશી મગરમચ્છોનાં મુખમાં
હડસેલાવામાંજ મજા માને છે:

*   *

વાંચનાર ભાઈ !
ત્હારી સાચી મજા શેમાં છે ?
અંતરને પૂછ !
જવાબ એજ આવશે....કે

'રાષ્ટ્ર પ્રેમની આગ'માં જ જીવનની મજા છે
ખાદી પહેરવામાં જ
હિંદનાં મુક્તિ મંદિરમાં પહેલું પગલું
ભરાય છે
તો ત્હમારા દેશનાં સ્વાતંત્ર્ય માટે
ત્હમારી ધાર્મિકતા—અહિંસાને નામે
ત્હમારી બ્હેનોના શીયળોને નામે
ખાદી ન પહેરી શકો તો, સાંભળો !
અણીના સમયે ત્હમે
દેશને દગો જ દીધો કહેવાશે !
પોતાને જ પતન માર્ગે વાળ્યો ગણાશે !
મોહાંધતામાં તમે ત્હમારી
એ હિંસાને અભડાવી કહેવાશે.
ત્હમારા 'તુચ્છ' લાભો ખાતર
ત્હમારી બ્હેનોનાં શીળની અવગણના
કરવાનું કલંક ત્હમારે શીરે ચોંટશે !
અરે ! ત્હમારાં દેશનાં ગરીબોનું દુઃખ
ઠંડે કલેજે જોઇ રહેનારા ત્હમે પાષાણ ગણાશો
પાષાણ તો દુઃખ જોઇ રહે છે,
પણ ત્હમે તો દુઃખ ઉત્પન્ન કરનારા જ
મશીનો છોઃ

રે ! ત્હમે........દેશનાં સાચા
હિતચિંતક તો ત્યારે જ કહેવાશો કે
દેશની જરૂરીયાત સમજવા મથશો
ને દેશની ગુલામીને હટાવવા
પહેલી તકે ત્હમારા ઘરનાં ખૂણે ખૂણામાંથી
ત્હમારા અંગે અંગ પરથી
વિદેશી વસ્ત્રોને ફેંકી
સ્વદેશીમાં ગૌરવ લેશો !
ત્યારે ત્હમે સ્વદેશનાં બનશો.
ત્યારે ત્હમે દેશનાં સાચા પુત્ર કહેવાશો.
આજ !
આજ ! તો ત્હમારા શરીરે
પરદેશી વસ્ત્રો છે
દેશને ચુસાવી પરદેશને પોષવાનું
વ્રત લઈ બેઠેલાં ભ્રમિતબંધુ છો;
પરદેશને કમાવી આપનાર
અમારા જ લોહી ચૂસવનાર
અમારા દેશના પુત્ર છતાં
ત્હમે પરદેશનાં દલાલો છો !
ત્હમે પુત્રના નામે પ્રેતનો ભાવ ભજવો છો !

દલાલી તો જૂજ મળે છે,
પણ દેશની સમૃદ્ધિમાં બાંકોરા પડે છે,
એ આપ જાણો છો ?
જાણ્યા પછી આપને અંતઃકરણ હોય તો
હવે આપનાથી ખાદી જ પહેરાયઃ
ખાદી જ પહેરવાનું બીજાને કહેવાય.
ખાદી સ્વદેશીનો જ વેપાર કરાય
પરદેશી વેપારમાં હલાહલ પાપ ગણાય
ને દેશનાં આશીર્વાદ લેવાય !

* *

બોલો શું કરશો ?
કોયલાની દલાલીમાં હાથ કાળાં કરશો ?
કે દેશનાં આશીર્વાદ શીરે ધારશો ?

* *

ત્હમારા પવિત્ર દેહને હવે
ખાદીથીજ સજાવો ! શોભાવો !
પરદેશી માલનો સદંતર બહિષ્કાર કરી
ભારતની સ્વાધીનતાનું ગાનઃ
સ્વાધીન પ્રજાનું સ્વાતંત્ર્ય પ્રવેશ સૂચક

પહેલું મંગલાચરણ....'ખાદી'થી
સંભળાવો! ને શોભી રહો!
જગતની એક પ્રજા તરીકેનાં
પ્રજા તત્વમાંથી હિંદનું નૂર ખૂટે છે.
ત્યારે સ્વતંત્રતા માટે
પોતાનું 'પોતાતત્વ' જાળવવા માટે
આટલો નાનો શો આત્મભોગ (!)
એક માત્ર ખાદી પહેરવા જેટલો ય
આપ શું નહિ આપી શકો?
આર્થિક દ્રષ્ટિએ હિંદનું ખાદીમાં હિત છે
રાષ્ટ્રિય દ્રષ્ટિએ દેશની તેમાં મૂક્તિ છે
ધાર્મિક દષ્ટિએ ખાદીમાં પવિત્રતા જળવાય છે
એ જ ખાદી!
ત્હમને સાદાઈનો પાઠ શીખવશે
સાદા બનશો તો આપોઆપ ખર્ચ ઘટશે
નવનવા વસ્ત્રોમાં ત્હમારૂં મન નહિ લોભાય!
ખાદી ત્હમને નમ્રતાનો ગુણ આપશે!
ખાદી ત્હમને દેશનાં હ્રદયની નજીક લાવશે.
ખાદી ત્હમારા અર્ધ-નાગાં અંગોને ઢાંકશે.
ખાદી ત્હમને રે ત્હમારા ઉંચ આત્માને

સ્વદેશાભિમાનની ઉંચી અગાસીએ બેસાડશે.
'ખાદી, ખાદી,'
ખાદીથી ત્હમે, ગરીબોનાં અંતરમાં સ્થાન પામશો.
ખાદીથી અનેકને ભોજન આપશો,
ખાદી ત્હમને ધર્મનાં સાચા અનુચર બનાવશે.
શા માટે હવે
આપ ખાદી પહેરતા નથી? કહોને?
ત્હમે ખાદીય પહેરી શકતા નથી.
ત્યાં દેશનું બીજું ભલું શું કરી શકવાના છો?
શામાટે દેશને હજુંય
છેતરો છો!....હીંદને છેતરો છો!

* *

જેને લેશ માત્ર પણ દેશની પડી છે,
હિંદની ગરીબી જેને સાલે છે,
વિદેશીઓની વણીક બુદ્ધિનું ભાન થયું છે.
ને લેશ માત્ર પોતાની ને પરની
દેશની ને વ્યકિતની પરતંત્રતા અસહ્ય લાગેછે,
તેવા સુપુત્રોએ ખાદી પહેરવીજ જોઇએ!

* *

ખાદી એજ આજનાં હિંદનો

રાષ્ટ્રીય પોષાક છે:
ખાદી એજ ભારતવર્ષની
જાગૃત્તિનું–ગુલામી ફેંકી સ્વતંત્ર થવા ચાહતી
મનોદશાનું ઉજ્વળ નિશાન છે.

* *

જે પ્રજા પરતંત્ર હોય
જે પ્રજા પરદેશીઓના ગુપ્ત કોરડા ખાઇ ખાઇ
મરવાની અણી પર હોય
તેણે પરતંત્રતાથી મુક્તિ લેવા
પરદેશી શાસનને હંફાવવા
જેટલી જેટલી વિદેશી જંજીરો હોય
પરદેશની જાળો પથરાણી હોય
તેને તોડચે જ છૂટકયો !
આપ હજું વિલાયતી 'સાટીનો'
'મલમલો', ને 'ચાઇનાસીલ્ક'માં લપેટાયા છે;
કયારે મુક્તિ મેળવશો ?
મૂક્તિ મેળવવાની ઇચ્છા ય કયારે કરશો ?

* *

પ્રિય બંધુ !
આપને ખબર હશે કે

ત્હમારા દેશનાં લાખ્ખો, કરોડો ગરીબોને
બે ટંક પુરૂં ભોજન નથી મળતું;
કેટલાંયને પુરૂં પહેરવા મળતું નથી,
ત્યારે !
ત્હમને ત્હમારા દેશનાં પૈસા
વિલાયતની બજારોમાં
પરદેશનાં પીઠાંઓમાં
મોકલવા કેમ ગમે છે ?
આ દેશનાં પૈસા પરદેશમાં કાં વેડફો છો ?
પૂછો અંતરને !
કાં પરદેશી ડાકણોને હજુંય નિમંત્રો છો ?
યાદ રાખો ! સો સો વાર હૃદયમાં ઘુંટો !
ત્હમારો દેશ ગુલામ છે.
ત્હમારા દેશનું પ્રત્યેક રજકણ પરતંત્ર છે
ત્હમે સ્વતંત્ર નથી
સ્વતંત્રતા ત્હમારાથી ખૂબ દૂર છે
ત્યારે એ ગુલામ દેશની ગુલામીની સાંકળો
પરદેશી વસ્ત્રો પહેરી મજબુત ન બનાવશો !
પરદેશીનો એક એક તાંતણો એ હિંદની એક
લોખંડી જંજીર છે.

તો હિંદની પરાધીનતામાં ત્હમે
વિશેષ પરાધીનતાનું કાજળ ના મેળવશો !
હિંદ આજે ચો પગે
સ્વતંત્રતાની લડત લડી રહ્યું છે
સારાય ભારત વર્ષમાં આજે
રાષ્ટ પ્રેમની આગ સળગવા લાગી છે:
સ્વાતંત્ર્યનો યજ્ઞ મંડાયો છે
યજ્ઞમાં પહેલી શરત ખાદીની છે.
ત્યારે ત્યારે સાંભળો !
સ્વાતંત્ર્યદેવીનાં ખપ્પરમાં
ત્હમારે જાપાનની માફક લોહી રેડવાના નથી....
યુવકોને ખાઇઓમાં હોમાવાનો અહિં
    સવાલ નથી
સ્ત્રીઓને ચોટલાં કાપી આપી
દોરડાંઓ વણી દઈ તોપો ખેંચવાનો
આ ત્હમારા દેશમાં—અહીં પ્રશ્ન નથી ....
અહીંયાં તો....
ત્હમારા તુચ્છ મોહ....
પરદેશી લાલચટાક રંગીલા વસ્ત્રોમાં
બેઠેલા ત્હમારા મોહને માત્ર જરા હોમવાનો છે !

થોડાક મોહની ત્હમારે
ત્હમારા દેશની ખાતર 'હોળી' કરવાની છે !
આવા કટોકટીનાં મામલે
આટલોય મોહ ત્હમને ન છૂટે,
પરદેશી વસ્ત્રોની ગુલામીમાંથી ય
મુક્તિ લેવાનુ ત્હમારામાં 'મનુષ્યત્વ 'ન પ્રગટે,
ત્હમને આ વિલાયતી વસ્ત્રો કાઢી
ત્હમારાજ દેશની જાડી પાતળી ખાદી
'તોય મ્હારા દેશની ખાદી' કહી પહેરવાની
હોંશ ન જાગે.... તો....
........ત્હમારા—ને ત્હમારા દેશના,
રે ! હિંદીઓનાં ને ભારત વર્ષનાં
ભાગ્ય જરૂર ફૂટેલાં છે.
આટલો ય મોહ જે ન છોડી શકે,
આટલીય વિદેશીય ગુલામી ન તજી શકે
ત્હેને નસીબે સ્વાતંત્ર્યના લેખ નજ હોય.
એ પ્રજા........ એ હિંદની પ્રજા સદાય
ગુલામ રહેવાને જ સરજાયલી મનાશે.

* *

પણ આપ તો ચતુર છો.

તો આપનાં અંતરમાં
દેશ માટે પ્રેમ જગાવો
પોતાનાં 'પ્યારા દેશ'ની ભાવનાસૂચક
પોતાનાજ દેશની ખાદી પહેરી લ્યો!
ત્હમારા દેશની આવી
ન્હાન્હામાં ન્હાન્હી પ્રાર્થના
સ્વીકારી લ્યો!
સ્મિત વદને એ પ્રાર્થનાને ઝીલો!
ને આનંદથી પ્રેમથી ભક્તિભાવથી
આપણાં દેશની
સફેદ, સુંદર, ને પવિત્ર
નિષ્કલંકી, ને નમ્રતા સૂચક
ખાદી...... આબાદીનાં સૂર કાઢતી
પ્યારા દેશની પ્યારી ખાદી,
શરીર પર ધારી
માતા ભારતીની જય આરતી ઉતારો!
'વંદે માતરમ્'નાં ગાનથી
ભારત મંદિરને ગજવી મૂકો.
ખાદીનાં પોષાકથી
ભારતમાતાને હસાવી લ્યો.

ને

પરદેશીઓને પેગામ આપો

કે.........

હવે ત્હમારી જાળનાં માછલાં અમે નથી,

હવે ત્હમારી ગુલામીની જંજીરોમાં

જકડાઇ રહેનારા અમે ગુલામો નથી.

ક્ષણીક લોભો કે મોહોમાં અંજાઇ જઇ

ત્હમારાં લોહી જરતાં વસ્ત્રો

પહેરનારા અમે ગમાર નથી રહ્યા.

ત્હમારા રંગીલા મુલાયમ કપડાં કરતાં

અમારા દેશની ખાદીમાં

અમારા મન હવે મોહ્યાં છે.

હવે અમે ને અમારી ખાદી,

અમે ને અમારો ભારત

આજસુધી ત્હમે અમારી સાદાઇને ભક્ષી લીધી

હવેથી પાછા અમે સાદાઇના પંથે પડીએ છીએ !

હવેથી અમે પાછા

ભૂલેલી માતાને મંદિર જઇએ છીએ

હવે અમારાં કાળજાં

ત્હમે ઓ પરદેશીઓ કોરી શકો નહિં.

ખાદી રૂપી વજ્રમાં ત્હમારા ઘા પહોંચી શકે
નહિં.
ખાદી પહેરવામાં પ્રભુત્વ જમાવી
ક્રમશઃ ધીમે ધીમે....મક્કમ પગલે
આ ત્હમારી વિદેશી બધી વસ્તુઓને
અમે તિલાંજલી આપીશું !
આજથી અમે ખાદીની દીક્ષા લઇએ છીએ.
ખાદી એજ
ભારત માતાનાં મંદિરે જનારાં
પૂજારીઓનું પવિત્રાંબર છે.
વાહ ! વાહ !
માતા હિંદ ! ઓ પ્યારી ભારતભૂમિ !
હું ત્હારો પુત્ર.
તું મ્હારી જન્મભૂમિ.
જનનીનાં દુઃખમાં
આ ત્હારો પુત્ર ભાગ માંગે છે.
આજથી જ એ વિદેશનાં
કલંકી વસ્ત્રો દૂર ફેંકી
ત્હારા ચરણમાં નમન કરી
પવિત્ર ખાદીની—
મ્હારા દેશની શુદ્ધ ખાદીની

હું દીક્ષા લઉં છું. ....
બોલો ! હ્રદયનાં પ્રેમથી બોલો !
જય હો !
ભારત માતાનો જય હો !
જય ! ખાદીધારીઓનો જય હો !

* *

જય મંગળ પ્રિય
જન્મ ભૂમિનું ગજાવીયે !
ખાદી, ખાદીનાં લેબાસમાં
સ્ત્રી ને પુરૂષો
વૃદ્ધો ને બાળકો
યુવાન ને યુવતીઓ
ગૃહસ્થો ને ત્યાગીઓ
વંદેમાતરમ્‌નાં સ્તોત્રથી
માતૃભૂમિ.........
ભારત માતાનાં મંદિરને ગજાવીયે.
ૐ કોટી કોટી વાર
વંદે ........ માતરમ્
જય ભારતી !

સમાપ્ત

